२५९४

# દાજી સોચસાગર.

સ્વસ્થાન વઢવાણના નેકનામદાર ખુદાવીંદ
ઠાકોરસાહેબ શ્રી બાલસિંહજીના આશ્રય નીચે

રચીને પ્રસિદ્ધ કર્ત્તા.

## ખવાસ જીવા માવજી

વઢવાણ શેહેર.

દોહરો.

બરનત કરન અબસો સહી, મરનત દાજીરાજ;
ચતુર વાંચે ચીત દહી, બીગારો બીધીએ કાજ.

## અમદાવાદમાં.


મામાની હવેલીમધ્યે અમદાવાદ યુનાઇટેડ પ્રિન્ટિંગ
અને જનરલ એ૦ કંપની "લિમિટેડ" ના
પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યો.


કિંમત રૂ૦—૩—૦.

૨૫૫૪

# દાજી સોચસાગર.

સ્વસ્થાન વઢવાણના નેકનામદાર ખુદાવીંદ
ઠાકોરસાહેબ શ્રી બાલસિંહજીના આશ્રય નીચે

રચીને પ્રસિદ્ધ કર્ત્તા.

## ખવાસ જીવા માવજી

વઢવાણ શેહેર.

દોહરો.

બરનન કરન અબસો સહી, મરનન દાજીરાજ;
ચતુર વાંચે ચીત દહી, બીગારો બીધીએ કાજ.

અમદાવાદમાં.

મામાની હવેલીમધ્યે અમદાવાદ યુનાઈટેડ પ્રિન્ટિંગ
અને જનરલ એ૦ કંપની "લિમિટેડ" ના
પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યો.

કિંમત રૂ૦—૩—૦.

## છંદ કુંડળીયા.

પ્રથમ નામ પ્રથીરાજહી, દાજીરાજ મહારાજ;
શુભ નીતીથી રાયજી, કીનો ભુપહી રાજ;
કીનો ભુપહી રાજ, ગયે અમરાપુર માંહી;
કિન પ્રભુ તુમ કાંપ, કહે બરનન હમહી તેહી;
સાગરસમ યહ સોચ હે, ગુણીજન વાંચે સોત દહી;
અનુપ ભુપ ગુણવાન ગયે, પ્રથમ નામ પ્રથીરાજહી.

૨૬૮૪

# દાજી સોચસાગર.

## સ્તુતી.

### દોહરો.

મોજ કર હંસવાહની, સુભ મતી આપો માય;
આદી દેવી કરૂણા કરો, તો પુરણ ગ્રંથ રચાય.

### છંદ કુંડળીઆ.

વસી વાસ વઢવાણ કાવ્ય કરૂં કરજોડ
ભુલ ચુક સબ માફ કરી, કોયમાં દેશો ખોડ.
કોયમાં દેશો ખોડ, તુછ બુધી હમહી રહે;
ઘટત ગરૂલઘુ જાણ, સુધારી કવીરાય લહે;
પીંગલ પાઠ અભીયાસ નહીં, નહીં ગ્રંથકો જાણ;
અલ્પ ગ્રંથ જીવો રચે, વસી વાસ વઢવાણ.

### સોરઠા.

માહારાણા અધીરાજ, રાજા મોટા રાજવી;
દેવરૂપી દાજીરાજ, ચંદ્રસિંહ સુત સોહામણા.
કોમળ રૂપ સરૂપ, સુંદીર સોભા શોભે ઘણી;
નહી ભાળો કોઈ ભુપ, રાજા એવા રાજવી.
કડું કરૂં કીરતાર, મરણ દાજીરાજનું;
સુનો કર્યો સંસાર, રંડાપો સીતાબાઇને.
કોય થયા નહીં થાય, પ્રભુ હાથ[illegible]ો આ ઘડી;

પણ ભુલી વીધાતાય, આવરદા થોડી પડી.
કેશ એંચી બામાય, માથા પછાડી રૂદન કરે;
એમ રોવે બાલુભાય, છાતી ચાંપી રાજવી.
અરે ક્યાં ગયા હમારો ભાય, મને છબી નજરે તરે;
અતી જીવ અમુઝાય, રોઈ રોઈ રાતી આંખડી.
માટે ઉમંગે રાય, પરણી લાવ્યા માનુની;
મેલી મહોલ માંય, સ્વર્ગ તૈયારી પંડે કરી;
રૂવે અઢારે કોમ, નરનારીને છોકરાં.
એમ થઇ છે હાલકલોલ, બુમાબુમ વઢવાણમાં;
ખોટું કીધુ દીનેસ, મરણ દાજીરાજનું.
ઝાંખો ઝાલાવાડ દેશ, જાતાં જોને રાજવી;
માનુંની મહોલ માંય, અંગ પછાડીને રૂવે.
વોય ક્યાં ગયા અમારો રાય, ભાન ભુલીને ભમે;
રહી હોમત મનમાંય, રાજા દાજીરાજને.
શો એનો ઉપાય, લખતાં ભુલી વીધાતરી;

## છંદ ભુજંગી.

પડ્યો છે પુકાર અતીપુરમાંઈ,
રૂવે પુરસોનારીયુ હાય હાઈ;
અરે દેવનાદેવ આનંદકારી,
પ્રભુ કેમ સુજી મતી આ નઠારી;
અરે દેવી તાતે બુરો કાંમ કીધો,
અમારાજ રાજા તણો પ્રાણ લીધો;
તમે શિરનું છત્ર લીધુ ઉતારી,

પ્રભુ કેમ સુજી મતી આ નઠારી;
ગઈ ઉડીને મર્ણ વાતો પ્રદેસે,
સુણી સર્વ તો ગાભરાં હોય સોસે;
અતી સર્વને દીલ શોકો અપારી,
પ્રભુ કેમ સુજી મતી આ નઠારી;
અરે એહ રાજાનું મર્ણ ન હોયે,
જુઠી વાત ઉડી ન આવીજ સોયે;
ગીલાયો પ્રદેસેં ઉડે એવી ભારી,
પ્રભુ કેમ સુજી મતી આ નઠારી;
કહે છેજર જીવો સુણો સર્વ ભાઈ,
પ્રભુની કળાતો કળાયજ નાઈ;
કર્યો કોપ કાળો અતી દુખકારી,
પ્રભુ કેમ સુજી મતી આ નઠારી.

**કવીત.**

ખુરોકીન પ્રભુકાજ, પ્રાણલીન દાજીરાજ;
ગરીબ એહી નીવાજ, કાળો કેર કીનોહે.
ચીતમેં ઉદાસી ચોર, સબ શેર મેંહી સોર;
ભયંકાર હોત ઘોર, પ્રભુ કોપ કીનોહે.
રાય કાય તો અનુપ, સુંદીર સરૂપરૂપ;
નાહીએ સો કોહી ભુપ, છત્ર હરી લીનોહે.
બનાયો ખુરોજ ખ્યાલ, દેખી હોત હે બીહાલ;
રૂવે સર્વ નેન લાલ, અતી દુખ દીનોહે.

**છંદ લલીત.**

અરર એ પ્રભુ કોપ શો થયો,
દાજીરાજનો પ્રાણ ક્યાં ગયો;
અરર ઓતમાં સેરડો પરે,
અરર એ પ્રભુ હાય હાયરે;
ઝળળ ઝાળ તો પેટમાં કરે,
મન તો સદા સોક બહુ કરે;
સર્વ મુખમાંહી એહી વાતરે,
અરર એ પ્રભુ હાય હાયરે;
દેસથી પ્રદેસ તાર તો ગયા,
સુણીને ભુપ તો ગાભરા થયા;
ધ્રાશકા પડેય પેટમાંયરે,
અરર એ પ્રભુ હાય હાયરે.
દેસી ભુપ તોય આવીયા સહુ,
કરેછેજ સોચ મળીને બહુ;
બુરી વાત તોય બની યાંઅરે,
અરર એ પ્રભુ હાય હાયરે.
રહી હીમતો મનમાં સહુ,
મુકામો નવાં ચણાવવાં બહુ;
નાખ્યા નળ તોય ગ્યાસનાયરે,
અરર એ પ્રભુ હાય હાયરે.
નીરનાજ નળ નાખવા સઈ,
આપની ઉમેદ પુરી ના થઈ;

ક્ષણુમાં અસક્ત બની કાયરે,
અરર ઓ પ્રભુ હાય હાયરે.
મેડીયુ મેલાત સુનીયુ રહી.
દાજીરાજને લઈ ગયા કહીં;
દેખી મનડું ઉદાસ થાયરે,
અરર ઓ પ્રભુ હાય હાયરે.
ધારી વાત તો પુરી ના કરી,
તેહી મોર તો આવી આદરી;
તુમને દયા પ્રભુ નાવીરે,
અરર ઓ પ્રભુ હાય હાયરે.
ટુકી મુદતનુ આવણું લહી,
દીલ દઝાડવા આવીયા અહીં;
ખુબ સુર્તવાન હતી કાયરે.
અરર ઓ પ્રભુ હાય હાયરે.
નવીન નૌકના દરેસો કરી,
પેદલ સ્વારની પલટનો ભરી;
તેહી લોકને દુધ પાયરે,
અરર ઓ પ્રભુ હાય હાયરે.
સવાર સાંજ તો પ્રેટ થાયરે,
બેન્ડ વાજાં તોય વાજે માંયરે;
ઝરૂખે રહી ને જોતા રાયરે,
અરર ઓ પ્રભુ હાય હાયરે.
મનનો વીચાર મનમાં રહ્યો,

હવામેલ તો પુરો ના થયો;
બગીચો તળાવ કરૂં તાંયરે,
અરર એ પ્રભુ હાય હાયરે.

હવામેલ માંહી કોરણી કરી,
કરતી બારીયો અનેક ધરી;
શું બનાવવુંય હતું તાંયરે;
અરર એ પ્રભુ હાયહાયરે.

ડીઆકારની જેલ તો કરી,
ફર્યોછેજ કોટ ફરતો ફરી:
બનાવીયો વળી બગીચો તાંયરે,
અરર એ પ્રભુ હાય હાયરે.

દાજી જે પરૂ પસાવીયું સહી,
અચળ નામ તો રહ્યું છે નહીં;
વર્ણવર્ણવે નહી વર્ણાયરે,
અરર એ પ્રભુ હાય હાયરે;

પ્રભુની આગળે જોર ના રહે,
લલીતછંદ તો જીવોજ કહે;
કોપ કાળો તો બન્યોજ યાંયરે,
અરર એ પ્રભુ હાય હાયરે.

**॥ સવૈયા. ॥**

બાત સુણી મરનેકી જબે,
તબ ભાન બીભાન ભયે અધીકારી;
આગ લગી સબકે ઘટ અંદર,

રોવત હે મુખ હાય પોકારી.

શેરહી સારેમેં શોક વધ્યો અરૂ,
રોવત હે ઘરોઘર નારી;
હાયહી હાય પોકારી કરી સબ,
રોવત રૈયત સોચ અપારી.

---

લાગે ભયાનક તો રજની,
એ સમેકી નહીં અબજાત કહાની;
રોવત જોવત જાગી ઉઠે અરૂ,
હાય હાય પોકારત બાની;
રોવત હે બહુ મોલુંમેં નારહી,
ભાંન બીભાંન ભઈજે દીવાની;
એસો જુલમ ભયો વઢવાણમેં,
પાર ન પાવે પ્રભુકો કળાની.



## મરનરૂપ બરનન.

### છંદ નારાચ.

ગએલ જાન તોય કાય સોમતી અતી ઘણી,
ઉજાસ મુખપે અધીક શોભતી છબી બણી;
ઉગેજ સર્દપુનમેં સોમ શોભીતો બની,
રહીજ દેહ એવી શોભી દાજીરાજ રાયની.
ધનુસ બાણ કે અકાર નેન ભાલમેં વહે,

ઠરી રહેલ લોચનોઈ જાણીએ હીરા રહે;
વળેલ મુછ વાંકડીજ આંખસેં અડી રહે,
વસેજ મુખપે ઉજાશ પડચલી ચડી રહે.
જરીનકોટ સુરવાળ પેરી દીન રાયહી,
કટાર ભેઠ બાંધી દીન હોકલી કરે રહી;
જડાવ શીસપે અતી અનુપ તેજતો વહે,
રહ્યો કૃપાનુ હાથમાહી ઢાલતો લટી રહે.
જડાવ બાજુબંધહે હમેલ અંગપે પરી,
રહેજ સીસ કેસ જેસી કાલી નાગની રહી;
અનુપ વેઢ પોંચીયો રહત મુંદ્રી અંગરી,
દુસાલ લાલ રંગકી લપેટી અંગપે ફરી.
નવેજ ધુમટોની ડોરી સોભતી અતી કરી,
જડીજ ઊંચી કીનખાબે ફેરતો જરી ફરી;
ઉપાડીલીન જેસમેહી દાજીરાજ ડોરીયુ,
જલંત શેર સારકેહી પેટમાંહી હોરીયુ.
જલંત દોહુ બાજુપે મશાલ હારેતો સહી,
ઉડંત ફુલ ધાતુના પુકાર હાય હાયહે
ચડી દીસાયુ તેહી દીન ભુંખરો બનો રવી,
લગે ભયાનકે સમો ન વર્ણવી શકે કવી.
નથીજ ચાલતુજ જોર તો પ્રભુ કને કહી,
જીવેજ નેન દેખી જેવી તેવી બાબતો કહી;

॥ સવૈયા ॥

હાલબી હાલભઈ સબ રૈયત, રોવત જોવત ડોરી તુમારી;

હાયહી હાય પુકાર કરી મુખ, નેનકી દેખત છબી તુમારી.
નેન નીર ચોધાર ચલે અરૂ, રોવતહે સબ ગામકી નારી;
દેખત દોરત રોવતહે મુખ, હોત અતી કળેળાટ હીભારી,

ગજલ.

દીનનાથ પ્રભુ તુમે બડા એસા જુલ્મ તે પલમે કરદીયા,
એસા જુલ્મ તે પલમે કરદીયા, દીનનાથ પ્રભુ તુમે બડાયા
વઢવાણમાં તે કુડ કર્યું, દાજીરાજનું મરણું કર્યું;
પ્રભુ શેહેરકેર છત્ર હર્યું,તેરે જાંનકા ક્યા ટોટા પડયા;દિનનાથ.
દેખી રાયજીની ડોરીયુ, હૃદેમે જલતીહે હોરીયુ;
વહેનીર આંખુ રહે પોરીયુ, પ્રભુ તારી દ્રષ્ટે એકયાચડયા; દી.
હાય હાય કોપ કાળો બણો, દાજીરાજરાય તુમે હણો;
મનમાં વીચાર ભુંડો ગણો, તેરે દીલધટ કુડા ઘડચા; દી.
બહુ સોખી હુતા રાયજી, નહી ભોમીપે ભુપ થાયજી;
તુને દીલ દયા નહી કાંયજી, પ્રભુ તોરી દ્રષ્ટે એ ક્યા પડચા. દી.
નીત બેન વાજાંવાજતાં, બહુ ગ્યાન ઓછવ સાજતા;
તાહાં દાજીરાજ બીરાજતા, વોયવોય તુને એ ક્યા જડચા. દી.
રંક માળવો હુતા રાયજી, કદી બુધ્ધીતો નકળાયજી;
અતી સુંદીર હુતી કાયજી, તુમ છેતરીને છળે ઝડચા. દી.
કહે જીવો શુણીલો સર્વહી, એહી વીનતીતો પ્રભુને કહી;
રહેનામ સયબ એકહી, લખી લેખ ભાલે એવા જડચા. દી.

છંદ મનહર.

અરે પ્રભુ હાય હાય, ક્યાં ગયા દાજીરાય,
ભડકા પેટમાં થાય, કોપ થયો યાંયજી;

પ્રભુ તેં કુબુજ કર્યું, શેહેર કેરૂં છત્ર હર્યું,
આંયસુ તેં ધુળ કર્યું, લઈ ગયો રાયજી.

અતી ગુણવાન નૃપ, સુંદીર સરૂપરૂપ,
એહી સમાન નાહી ભુપ, દેખ્યો નહી ક્યાંયજી;
માહારાજ દાજીરાજ, સુભ નીતી કરી રાજ,
ગયે તે વૈકુંઠ આજ, રોવરાવીયાંયજી.

## ભેરવી.

છેતરી છળ કરી ગયા, તુમને દગા દીયા,
દાજીરાજજી, તજીને તજીને ક્યાં ગીયા;
તુમને દગાદીયા, દાજીરાજજી,
તજીને કયાં ગીયા, છેતરી છળ કરી ગીયા. ટેક

છાની તયારી કરી, કોહને ખબર ના પરી,
તુમને દગાદીયા છેતરી;
વીચાર દીલમાં રયા, હવામેલ પુરા ન થીયા.
દીલતો દઝાડી ગીયા, છેતરી,
સોખી હતા રાયજી, નભોમીપેં ભુપ થાયજી;
નહી આગે કો થયા, છેતરી,
હતી કોમળે દેહી તુમારી, ગુલાબ ફુલ જાયે વીસારી;
વાસ તુમને સ્વર્ગમે કીયા, છેતરી.

## સોરઠો.

ગએ રોવરાવી રાય, છેતરીને બહુ છળ કરી;
રહ્યો ધોખો મનમાંય, અચાનકથી આદરી.

## છંદ ત્રોટક.

અતી ક્રોપ ન કરે પ્રભુજ કર્યો,
તુંમ દાજીજ રાજહી પ્રાન હર્યો;
દીનનાથ દયા દીલમેજ નહી,
દુખકારીજ કામ કર્યુંજ અહી.

સિર છત્ર હર્યું વઢવાંણ તણું,
બીધીકા કીતનો અવગુંણ ગણું;
ત્રીજભુવન રાય સુધારી લીયો,
દુસર્યોજ બીચાર દીલેજ રીયો.

મન આપ બીચારહી કાજ કીયો,
નગ ગ્યાસ અનેક લગાઈ દીયો;
ખુરસી મહી મેજન કાંચ સહે
મુનલૅપહી હાંડી લટીજ રહે

તકતા જુજવે પરકાર સહે,
નવરંગીજ કાચકી માર રહે;
ખટકે લટકી તુમ ખાટ મહી,
ત્રીકુટી સરતાજ જડાવ રહી.

લટકી સમસેર બંધુક રહી,
કરી આપ તયારી અચાનકહી;
વૈકુંઠમે વાસ તુમેજ કીયો,
તુમ છત્ર પલંગ સુનોજ રીયો.
લઘુ આયુસ આપજ લેહી કરી
તુમહી વઢવાંણમેં મોજ કરી;

મહારાજહી રાજ ર્ક્યો નીતસે,
નહી દુખ કમી કહી દીલ વસે.
સબકો યહ રાય કમીન દુખે,
યહ કારન રૈયત સોચ સખે;
રચ્યો કોરટ આપહી સાત લહી,
જન હોય દુખીજ પુકારતહી.
અધીકારી હમે સજતાહી રહે,
સહુકારહી ચોરજ જાની લહે;
કમીએ હીજ કોરટમાં ન ઠરે,
ફરીયાદહી જાઇ હજુર કરે.
કીન કોરટ તાર હજુરજહી;
તીન જાય જવાબ ન આવતહી,
બહુ રૈયત રાય સુખીજ કરી.।
અમરાપુરનીજ તયારી કરી,
કરજોડીને છંદ જીવોજ કહે;
પ્રભુકાજ કીયો કીનકુંજ કહ,

**છંદ મનહર.**

માયાતોજ ધુડસમ, ગીણતી ગણોન તુંમ,
ઉડાવી જા હોય ધુમ, બહુ સોખી રાયજી;
આયસુ થોડુંજ લહી, આવીયા વઢવાણમાંહી,
નામીચાની કરી આંહી, બંકો દાજીરાયજી.
ધુંમધામ બહુ કરી, મુકામો ચણાવ્યાં ભારી,
તુમેતો તયારી કરી, ગયે સ્વર્ગ માંયજી;

હાય હાય ક્યાંય ગીયા, સર્વને સોરકર્યા,
દીલતો દઝાડી ગીયા, કદી ન દેખાયજી.

### છંદ ભુજંગી.

હતા સોખી રાજા બહુ દાજીરાજે,
ઘણુંય કર્યા આપ વીચારી કાજે;
સબે રાજની કંપની રીત ચાલે,
ડરે આય તાપે નહી મોજ માલે.
કરે ચાડીની વાતતો કોય જાઈ,
પડે પાછળે પોત ખોવેજ તાઈ;
સબે કામમેં આપની હુંસીયારી,
બહુ દેસ જોયા કર્યા ભોમભારી.
અતી હીમતવાંનતો તુમ રાયે
નહી કોઈ ભોમીપરે ભુપ થાયે;
રખ્યું તુજ ખાતું જુડીસલ્ય જાણી,
નહી કોયની બીકતો દીલ આણી.
તુમે તાપ સીહે સમાંને સુહાઈ,
નહી કોયને કાંઈ કેતા જરાઈ;
તયારી કરીછે અચાનેક માંઈ,
કીયો વૈકુંઠે વાસતો આપ જાઈ.
હતું કેજ નોતું થાયે દીલમાંઈ,
જુવો નીંદ જેવો બનો ખ્યાલ આંઈ;
કહે છંદ જીવો સુણો સર્વ ભાઈ,
પ્રભુની કળા તો કળાએ જનાઈ.

### કવીત.

રેની હે જ્યું ચંદબીન, કેની જ્યું કબી નબીન;
નેની તો કાજલબીન, પાનબીન ચુનાહે.
જોગીહે જુગ્યનબીન, પ્રાન હે જ્યુબાન બીન;
જેસેહી અફીમ બીન, અસક અલુનાહે.
કુંપ હે જ્યુ નીરબીન, ચાંપ હે જ્યુ તીરબીન;
ભુરલોક સુરબીન, જેસે તેજ હીનાહે.
ગામ જ્યુંહી ગઢબીન, નાવ જ્યુસરીત સબીન;
એસે દાજીરાજ બીન, વઢવાણ સુનાહે.

### ગજલ.

જો બદનકે રક્ષલાલપે,
વો બદનની ખાખ બની રહે;
વો બદનકી ખખ બની રહે,
વો બદનકી ખાખ બની રહે. ટેક.
સુખપાલ મીયનામાં બેઠતા,
ઘોડા ગાડીયુ તો ઘણા રહે;
રાય ઉઠીને ડગ ચાલતા તો,
ખમાંજ ખમાંજ સહુ કહે. જો બદન૦
ગુલબાન કોઈ નહી કરે,
આપ તાપથીજ ડરી મરે;
તુમ બીકતોજ ઉડી ગહી,
પછી કષ્ટ ભાર ધરો લહી. જો બદન.
પછી અગની દાગ દીનો તહી,

વધ્યું જોર જુવાળાનુ સહી;
અંગ અંચતોજ લાગી ગહી,
નજરેજ જોયુ જાયે નહી. જો બદન.
હતુ કેજ નોતુ થઈ રહ્યું,
સપના સમાન બની ગયું;
કીન નાથહીએ ધ્યાનહી,
કરયો કેર કાળો તુમે અહી. જો બદન કે.

સવૈયા.

જાય નહી નજરેજ જોયું દાઝી,
રાજનુ મર્ણ થયુ દુખકારી;
રૂવેછે દીલને ફાળ પડે મન,
પેટમે ઝાળ ચલે બહુ ભારી.
હાયહી હાય પુકારજ થાયહી,
શોક વધો પુરમે અધકરી;
દેવ દયા તુમને દીલમે નહી,
કામ કર્યુંજ તુમે વીખકારી.
રાય બહુ જગમાંહી રહે અરૂ,
એસોજ રાય થયો નહી કાંહી;
કાજ ચક જહી જાની લહે,
સબ દેખી લહે મનહી મન માંહી.
દુખી જનો નજરેજ પરે તુંમ,
તીની તો સાહ્ય કરો ઝટ શાહી;
એસોજ રાજવી નાહી મીલે પ્રભુ,

કુકુજ કામ કર્યું જગ માંહીં.
સોચ રહે સબકે ઘટ અંદર,
રોવતહે મુખ હાય પુકારી;
જાહીજ ક્યાહી પુકાર કરે યહ,
બાત તુમે દીનનાથ બીગારી.
ઝાઝીજ ઉમર રાય રહ્યા હોત,
આંહી વીલાત બનાવત સારી;
ધીક બ્રમા તુમનેજ કહુ કહાં,
ભુલી વળી વીધી તો લખનારી.
ગામ ગરાસ ધરાધન ધામહી,
છોડી ગયે સબહી સુનો રાઈ;
બહુ વીચારે દીલેજ રીયા ઝડી,
ને પ્રભુ તું તો લઈ ગયો ક્યાંઈ.
કૈસી બુધી તુમહીજ ચલી પ્રભુ,
એકજ જાન મીલી નહી ક્યાંઈ;
કાજ અકાજ કરે વઢવાંણમે,
જોઈને જાન જલે ઘટ માંઈ.
સોચ સબેહી રહો ઘટ અંદર,
ચોદ દીન હડતાળ રહાવે;
દીવાબતીજ કહુ ન કરે,
અંધકારહી શેહેરમે સારે રહાવે;
જાયજ બારની સાપ સમે જેહી,
તો તીનકો પુર ખાવાહી ધાવે;

એસો દેખાવજ દેખી કરો,
ઘડીયે ઘડીયે રાયહી સુણી આવે.
થોડી આયુસમે નામ નીકારી કે,
છોડી ગયે અમરાપુર માંઈ;
બુદ્ધી તો સાગર કે સમજ નહી,
કેદી કળા કોયસે ન કળાઈ.
હંસ સમા નહીં ચાલ ચલે સુનો,
કેમ ન રોવત દે મન માંઈ;
બંકા રાજાને કહાં લઈ ગયો પ્રભુ,
કુડું કામ કરી જગમાંઈ.
દાજીજ રાજહી રાજ છોડીને,
ગયે અમરાપુરમે સુનો રાઈ;
જહાંસે અધીકહી સાયબી તો પ્રભુ,
દેહી દગો ઉનકોજ તાંઈ.
સોચ વીપંતી રહી સબયા જગ,
એમને સોચ નહી મનમાંઈ;
સાહેબસેં જીનકો સીવરાયહી,
ક્યાંહી બસેંતાં રાજહેરાઈ.

## લાવણી.

બહુ સોખીલા હતા રાયજી, નહી મળે ખોજે સુખો,
માહારાણા દાજીરાજેતો, ધાર્યો દીલમાં મનસુબો;
ધન દોલત અરૂ નોકર સંગે, વીલાતનાતો મુસાફરી,
માહારાણા દાજીરાજેતો, છેલી સ્વારી સંગે કરી.

રેલગાડીમાં બેશી રાજવી, કીનો મુકામ મુંબાઇમેં,
અગન બોટમે યાંહાસે બેઠકર, પછે પધારે આદનમે;
જોઇ સેર ફીર ચલે રાજવી, સુસકરનાંકી તયારી કરી,
માહારાણા દાજીરાજેતો, છેલી સ્વારી સર્ગે કરો.
જોયુ શેહેર જઈ નજરે નીરખી, નવીન ચીજો બહુ રેહે,
ઇહાંસે રાજવી કરી સ્વારી, અલેકજનરા આઇ રેહે;
જોયું સેર જઈ ફીરી રાજવી, સોભા ઉનકી બહુ ભારી,
માહારાણા દાજીરાજેતો, છેલી સ્વારી સર્ગે કરી.
જોયું કીટીનીયા મીસાન દેખુ, નીપલમેંતો જાઇ રેહે,
ઇહાંસે રાયજી પંપાઈ જોયું, જવાળા મુખીતો પછી ગેહે;
ઇહાંસે રાજવી રોમ પધારે મુકામ સારૂ જોઈ કરી,
માહારાણા દાજીરાજેતો, છેલી સ્વારી સર્ગે કરી.
જોયું જીનવા પધારે પેરીસ, શેહેર સોહામણું જોયું ફરી,
વધી હોંસ અતી દાજીરાજને, રેહે રાય મુકામ કરી;
જોની ચીજો મીલે સએતાં, પૈસા હીમત હોય ફરી,
માહારાણા દાજીરાજેતો, છેલી સ્વારી સર્ગે કરી.
કેરા જોયું ડોવર જોયું, લાવર આએ રાય ફરી,
નીરખી નેન બહુ ભોમ, રાજવી પછે લંડન તયારી કરી;
માહારાણા દાજીરાજેતો, છેલી સ્વારી સર્ગે કરી.
લંડન સેરતો જોયું સારૂ, મુલાખતો ત્યાં બહુ કરી,
માહારાણીને મળા રાજવી, અતી ઉમંગે હેત કરી;
જરતો જેને ધુળ બરોબર, ઉડાવી માયા હાથ કરી,
માહારાણા દાજીરાજેતો, છેલી સ્વારી સર્ગે કરી.

દાજીરાજ માહારાજ રાજવી, પછે પધારે કેમ રીઝે.
અતીસારૂ સેર સોભીતું, દેખીકે મનકુ રીઝે;
અસકોટલીન આએ રાજા, સોભા ઉનકી બહુ સારી.
માહારાજા દાજીરાજેતો, છેલી સ્વારી સર્ગે કરી;
જહાંસે રાયજી ગલાગોરમેં, આઈ પોચ્ય માહારાજા.
કરત સેલ બહુ ફીરંત સેરમેં, બજે રાગણી બહુ બાજાં;
અતી કૃપાળુ હતા રાયજી, દયા સબેપર અધકારી.
માહારાણા દાજીરાજે તો, છેલી સ્વારી સર્ગે કરી;
ઓબન જોયુ કીનાર જોયુ, નીવકર રાજા આઈ રહે.
જોઈ શેહેર ફરી ચલે રાજવી, જરમનમેતો જાઈ રહે;
જહાંસે રાજવી પધારે બરલીન, જોઈ રચના બહુ ભારી.
માહારાણા દાજીરાજે તો, છેલી સ્વારી સર્ગે કરી;
મીલાંન દેખી ચલે રાજવી, બોધાપુરમે વાસ વસે.
જોયું શેહેર ફીરી સુંદીર સારૂં, પછે પધારે કેલારસે;
જોયું પોરસર નીસીજ જોયું, જુગાર ખેલે બહુ ભારી.
માહારાણા દાજીરાજે તો, છેલી સ્વારી સર્ગે કરી;
બીડીસર જોયુ કીરજ જોયું, જીનવા રાજા આઈ રહે.
જહાંસે રાયજી ચલી સ્વારી, સામુનપુરમે જાઈ રહે;
જોઈ શેહેર માહારાજ રાજવી, વીનીસીયાની તયારી કરી.
માહારાણા દાજીરાજે તો, છેલી સ્વારી સર્ગે કરી;
સબે શેહેરથી સામાન લીધો, નવીન ચોજો બહુ ભારી.
કરી પેક માહારાજ રાજવી, સીદુકોતો બહુ ભરી;
બહુ દેસતો નજરે જોયા, આદનમેતો આયે ફરી.
માહારાણા દાજીરાજે તો, છેલી સ્વારી સર્ગે કરી;

મહાંસે આવે ફીરજ મુંબાઈ, રહે રાય મુકામ કરી.
ગવર્નરે બહુ માંનજ આપું, રાય સામી સ્વારી કરી;
મહાંસે રાયજી ગંગા નાવા, પછે પધારે કાસીપુરી.
માહારાજા દાજીરાજે તો, કેલી સ્વારી સર્ગે કરી;
દક્ષણ શેહેર તો બહુજ જોયાં, કલકતામે જાઈ રહે.
અનેક દેસતો જોયા રાજવી, મુંબઈ પીછે આઈ રહે;
બહુ શેહેર તો જોયા રાયજી, કહાંજ થાડાં ઉચારી.
માહારાણા દાજીરાજે તો, કેલી સ્વારી સર્ગે કરી;

## દોહરો.

મુંબાઈ છોડી પરવરે, પધારે પુર વઢવાણ;
કરી સ્વારી રાયજી, તેનુ કહું વખાણ.
દાજીરાજ માહારાજહી, કરી સ્વારી તેહી દીન;
વર્ત્યો હરખ વઢવાંણમાં, ખુસી થીયાં સબ મન.

## છંદ ભુજંગી.

મહારાજ રાજા અધીરાજ રાઈ,
કરીતી સ્વારી વઢવાણ માંઈ;
બહુ ધામધુમે બનાવીજ સારી,
વધે સર્વને સુખ આનંદકારી;
બની કુતડે હેમની ઠોર સાજે,
બહુ જાતનાં માહી વાજીત્ર વાજે;
બજેછે નગરાં ન સર્ણાઈ માઈ,
સરોદા સીતારો બહુ રાગ થાઈ;
ફરૂકેજ નીસાંન હેમેજ ડચાંઈ,

જરી ઝુમકા તો ઝુકે વાયુ વાઈ;
બની હેમ પોકાર્ના તોલે નસારી,
મહી ચોબદારો રહાછે પુકારી;
રહાં કુંતલો ઘોડલાં માહી ભારી,
જડ્યા હેમ સામાન સોભાજ સારી;
મહી સુખપાલે મીયાના સુહાઈ,
હલાવે અતી સૂંઢ હાથીજ માંઈ;
રીસાલો ન પોલીસ લેને સુહાઈ,
બજે બે નવાજાં ચલં• રાગ માંઈ;
મહી આરબો બોલ બોલે નવીનો,
ત્રફો ઢોલતાં સું કરે સોર ઝીનો;
રહે તુરકી જે સવારો હજુરે,
ઉડે ગ્રેદ તેથીજ રાખે હીકુરે;
મહારાજ રાજા અધીરાજ રાઈ,
પંડે તો સવારી કરે ગાડી માંઈ;
લઈ ચત્ર તોપા સવાને ઉડાવે,
ખમાંરે ખમાં મુખથી તો કહાવે;
કુંવર ઉમરાવો ચડીનેજ ઘોડે,
રહે ગાડી પીછે સબે જોડ જોડે;
બડે ઉમરાવો મુસદી રહાવે,
સબે ગાડીમાં બેઠી કે તેહી આવે;
પીછે ઊંટ પીઠે ત્રંબાળુજ ભારી,
ગડુડે બહુ ઘોર થાયે અપારી;

•

બડે ડાકથી રાજ વીપુર આયે,
પડે તોપ તાંહી સલામીજ થાયે;
થઈ અજના તોપને તાં અવાજે,
કંપે ભોમીકાને અતી ઘોર વાજે;
થયો દારૂખાના તણો ખેલ ખાસો,
તકે તાં જુવે લોક જઈને તમાસો;
બનુ ઈંદ્રપુરી થકી પુર સારૂ,
મુખે વર્ણવું કેટલુ કે ઉચ્ચાર;
રચ્યા ઠામ ઠામે મહા તાક ભારી,
લગી ઓળને ઝળપતા કાની સારી;
અતીસે બજારોની સોભા સુહાઈ,
થયુ અજવાળુ બની રોસનાઈ;
પતાકા ન નેજા ફરકેજ માંઈ,
લટે ઘુઘરાને બજે વાયુ વાઈ;
હતી સાયબી દાજીરાજને ભારી,
નહી આલવા કામ દીધી મોરારી;
અરે દીનનાથે દયા દીલ નાવી,
સબે સાયબી તેં ઘડીમાં છોડાવી;
અરે દેવના દેવ તેં દુખ દીધું,
હરી શેહેરનુ છત્ર તેં તોજ લીધું;
કરૂં તેજ કુકુ અરે વોઈ વોઈ,
નથી ચાલતું જોર તો કોઈ કાંઈ;
સબે રોઈ બેસે રહે સર્વ આઈ,

કહે છંદ જીવો સુણો સર્વ ભાઈ;

---

# કચેરીરૂપ વર્ણન.

## છંદ લઘુનારાચ.

બીરાજ દાજીરાજહી, અતી અનંદ હોતહી;
કરે કચેરી જાયરે, બનંત ધુમ તાયરે.
બીચે સીહાસન સહી, ફીરંતી તો સભા રહી;
અનેક નાયક રહી, કરંત નાચ તો સહી.
મ્રદંગ તાલ બાજતા, નવીન રાગ સાજતા;
છડીજ હાથમે લહી, ખડેજ ચોબદારહી.
સલામીકો જહી કરે, તુરત જાણ એ કરે;
અનુપ રોસનાઈ તો, બની રહે તતાઈ તો.
જુવેજ રચ્ચના જહી, રહેજ ઈંદ્ર તો અહીં;
સબેહી નોકરો સહી, રહંત બાજુપે વહી,
મુસંદી ઉમરાવહી, કુજેજ નોકરો સરી;
સબેહી હદ તો કરી, જરીન ફીતતાં જહી.
અતીજ બ્રુધીવાંનહી, હતાજ નૃપજા નહી;
સરૂપ રૂપ તોરીયે, ગુલાબફુલ ભુલીયે.
સીંગારતો નહી સહે; અનુપરૂપ તો રહે;
સીસેજ પાગડી સહે, નવીન નોક તો રહે.
રહંત પાગડી સબે, મીલેન નોક એક બે;
રહંત છો ગુસી સહી, ન જાય ઉપમા કહી.
દરેસ તો અનુપ હે, નવીન નોક તો રહે;

નખો હતોજ રંગહી, કરૂજ વીધન મહી.
તુને પ્રભુ દયા નહી, કર્યુંજ કુડ તે અહીં;
હણાજ દાજીરાજને, ગરીબના નીવાજને.
કર્યોજ કેર તો અહીં, કહી ન બાત જાતહી;
બહુજ સોખી રાયજી, નહીજ ભુપ થાયજી.
રહીજ રંગ મેલહી, હમેશ ટેલતા સહી,
અરેરે રાય સાંભરો, સખેહી નજરે તરો.
બહુ વીચારતો સહી, ગયાજ મનમાં રહી,
વીચારી કામતો કરો, બહુજ તેથી સાંભરો.
અરેરે દેવતે અહી, કર્યુંજ ભુડુંતો લહી,
અતીજ સોચ સર્વને, વધી રહોસખે મને.
અઢાર કોમતો સહું, મળી ન રોવતે બહુ,
ભયાન કેજ ધોરહી, રહંત શેહેરસોરહી;
અરે પ્રભુજ શું થયું, હતુજ નૌતું થઈ રયું,
જીવોજ છંદ એ કહે, ગુણીજનો સુણી લહે.

## મોતી દામ.

અતી નીતીવાનહી દાજીજરાજ,
કર્યો સુભનીતથી આપહી રાજ;
ગએ અમરાપુર છોડી ન આજ,
કર્યું કીરતાર તુમે કુડ કાજ.
નહી વરણે મૂખથી વરણાય,
અતી સુભ સોભતી સુંદીર કાય;
રહે રૂપ દેવ હી રાય અમુલ,

હતો અંગવાંન ગુલાબહી ફુલ.
રહે સબ ઋતુ જુડીસલ જાણી.
કહે વળી વેણુહી આપ પ્રમાણી:
બહુ ગુણવાંનહી બુદ્ધી અપાર,
કરે વળી કામજ આપ વીચાર.
ભણીલી નવલ્લભ રાજહી નીતી,
સુણી દસઅષ્ટપુરાણહી રીતી;
નહી કભી કોયકુ દુભતરાય.
અતીબલ પ્રાક્રમ તેજ સુહાય.
હતો તુમ તાપહી સોંહ સમાન,
ડરે સબ દેખત મન પ્રમાન;
થયે નહી થાયજ તુમ સમાન,
સબે રીત રાજ કરો ગુણવાંન.
સુખી સીરબંધી નરયત સોય,
નહી સપને કભી દુખજ કોય;
તુમે ગુણ સીવ અતી બળવાન,
કરી વળી મોજ રહી વરવાણ.
રહા વળી હોત બહુ દીન રાય,
બનાવત ઈંદ્રપુરી તુમ યાંય;
રહી તુમ બાત સબે મનમાંય,
અરે પ્રભુ એનું હવે શુંજ થાય.
રહે સબ લોકહી સોચ અપાર,
કરૂં તુમ કુડું અરે કીરતાર;
પ્રભુ તુમ દીલ દયા ન લગાર,

કરૂં તુમ કામ વીનાજ વીચાર.

ભુલે વળી બ્રહ્મ વીધી લખનાર,
કરે અણસોભીતું કારોહી કાર;
ક્યાં વીધી કામહી બીન વીચાર,
શુણો સબ પ્રીતહી દેવું ઉચાર.

ભર્યોજ સાગર નીર અપાર,
પીયે નહી માનવી જંતુ લગાર;
ચકોર કહે સબમે હુંશીયાર,
કરે અગની નીત તેહીજ આર.

કીયો વળી કોયલ કંઠજસાર,
નાહી તીન રૂપહી દીનો લગાર;
ગુલાબહી ફુલ અમુલજ સાર,
કીયો તીન કંટક ડાલ બીચાર.

રહે ફુલ પંકમ પંકજ જેહી,
ક્યોં તીન કીજ્ય કાદવ લેહી;
કરે નીત ચાતુક બોત પુકાર,
રહે તરસો યહ માસહી બાર.

ચકુ દસ અષ્ટજ ધોકનું ઊંટ,
વળે ત્રણ વાંક રહે પગ ટુંટ;
જુવો વળી બેલ બીચારૂજ જાય,
બહુ પગ ભોમ સંગે ભટકાય.

નહી જીન જોઇ મીલે યહ સંગ,
બને જહી રંગ કરે મહી ભંગ;

અરે પ્રભુ બ્રહ્મ બુદ્ધીતો નકારી,
કરૂ વઢવાણ મકુકુજ ભારી.
હવું પુર છત્ર કરૂં કુકુ કામ,
છુપાવુંજ દાજીજ રાજનું નામ;
અરે પ્રભુ દીલ દયા નહી આવી,
બુંડું બીધી વીઘન નાખુજ લાવી.
થયો અતી કોપ ન કેરજ આંઈ,
જીવો છંદ એહી દહેજ સુનાઈ.

**ચોપાઈ.**

દાજીરાજકો પ્રાણ હરી લીનો,
અતી અગણીત કષ્ટ તુમ દીનો;
બુરા બીચાર બ્રમચીત આયા,
તુછ બુધી તુમનેજ ચલાયા.
બીધી કેકર કલમ રહાવે,
નેન અંધક લેખ લીખાવે;
નહી બીચાર કરત ચીત્તમાંહી,
બુરો કાજ બનાવો આઈ.
કીન આગે જઈ કરે પુકારા,
બીધીને ખ્યાલ એ સકલ બીગારા;
કરે રૂદન પુરમે નરનારી,
લગે ભયાનક રેન અપારી.
નીરખોન નહી જાત જનાહી,
વધી રહો અતી સોક પુરમાંહી;

### દોહરા.

અરે પ્રભુ આશું કર્યું, મોટું વીઘનજ થાય;
રાજા દાજીરાજના, પ્રાણ હરચા પલમાંય.
બહુ કામ કરવાં હતાં, રહી હીમત મનમાંય;
તુમે કેર કાળો કર્યો, દયા નહીં દીલગાંય.
અગણીત ગુણ એ રાયના, વરણે વરણુન થાય;
તેથી સર્વેને સાંભરે, ઝાળ ફરે પેટમાંય.
અરે ઈશ્વર કુડું કર્યું. અણવીચાર્યું કાજ;
કાળો કેર તેંતો કર્યો, મરણ દાજીરાજ.

### દ્રષ્ટાંત. છંદ ભુજંગી.

પડે વીપતી જો કદી સીસ આઈ,
નહી કોઈ મીથ્યા કરે આવી કાંઈ;
બડે સીધ જોગી રહે મુની રાયે,
વસીલો કદી કામ આવે ન કાયે.
બીખુતાલી લોકજ લેખ લીખાવે,
સીંખુને વસીલો ધણાનો રહાવે;
સમે દેવતાકો સુધાપાઈ દીનો,
લહે નારી કોઉ હરી ભેઠકીનો.
રઘુવીર સાહ કરી સુણો ભાઈ,
નહી બુડતા પાણ પાણીજ માંઈ;
મહીલાજ રાખી પડોહે સદાઈ,
દહો હે વળી સુર આકાસ માંહી.
સમે ભુ[illegible] પ્રભુ કોપ કીનો,

મહી નાકકુ પેટ છુપાઈ દીનો;
અનાદી અખંડા સદા સીવરાઈ,
દહોહે સસી ઉનકે સીસ માંઈ.

જુવો કાનકાળે બહુ મથન કીનો,
સુધા રત્ન આપી પછી ઝેર દીનો;
સબે દેવતાની સીધુ સાહ કીની,
નહી કોઉ ખોટા ભહે સુધલીની.

રૂસી સાજ પીવા ન બેઠાજ જારે,
સબે દેવ દેખે નહી કોઈવારે;
હનુમાન લીલાટ તેલ લીખાવા,
સબે ભાગ યોગે મીલીધાન આવા.

રઘુવીર પોતે ફરા વનમાઈ,
લખ્યા લેખ કોઈ મીટાવે ન ભાઈ;
દસા સીસ સારીથી બુરીજ આવે,
અતી હોય વાલાજ વેર જણાવે.

રઘુવીર પીતાન વેરીજ હોઈ,
કહું મુખથી વનમાં તુમ જાઈ;
દસા સીસ હોય કદી જોન સારી,
કરોને ભલી તોય હોયે નઠારી.

ચડંતી કળા સીસ આવેજ ભાઈ,
કરોને બુરી તોય હોયે ભલાઈ;
રઘુવીર વાલા કપીયોથી યાંઈ,
નહી નાત નેડો કદી કોઈ કાંઈ.

કપી હાથ પાણા તરેચા જલ માઈ,
લડી જુદ્ધ લીધો ન સીતા મીલાઈ;
પતાળેજ પેસો અકાશે અહોઈ,
નહી હોય હોનાર હોનાર હોઈ.

**છંદ કુંડળીયા.**

લખ બુધ કરોડ મતી, કર દેખો સબ કોય;
અણહોણી હોસે નહીં, હોનારી સો હોય.
હોનારી સો હોય, પેસો પાતાલે જઈ;
વધે નહી જવ એક, તલ અડધો ઘટે નઈ.
મીટે બીધી લેખ, કહે જીવો અકળગતી;
ભાવી પરી અપ્રબલ, લખબુધ કરોડ મતી.

**મનહર-ઇંગ્રેજી.**

તારીખતો પાંચમી હે માસ તો અપ્રેલ કહે,
સાલતો પંચાસી રહે, સનેહી અઢારમે.
સામ કેહી પાંચ બાજે, દેહી છોડી દાજીરાજે,
ભયો તે બુરોહી કાજ, ગયે પ્રભુ ધામમે.

**મનહર છંદ. ગુજરાતી.**

સંવત ઓગણીસહે, સાલ એકતાળ રહે,
માસતો વૈશાક કહે, વદ છઠ દીનમે;
માહારાજ દાજીરાજ અમરાપુર ગએ આજ,
ભયો બુરો તેઇ કાજ, ચલી ગએ છીનમે.

**દોહરા.**

પડયો પુકાર અતીપુરમાં, રોવે સઘળું ગામ,

નરનારીનો છોકરાં, રોવે ઠામો ઠામ.

જયો ભયાનક ધરંહી, વધ્યો શોક પુરમાંય,
અતી ફાળ ચીતમાં પડે, નજરે જોયું ન જાય.

કોમળ રૂપ સરૂપહી, હતી અનોપમ કાય,
તેજ બળઅતી પ્રાક્રમ, ખુબીતો ન કળાય.

નાની ઉમરતો હતી, વધ્યો ઘણો ઇતબાર,
તેથી સૌને સાંભરો, સોચ થાય અપાર.

ઝાંખા મંદીર માળીયાં, ઝાંખા મેહેલ દેખાય,
મોર કળેળે અતી ઘણા, ભયાનક રૈન સુહા
પડી હડતાળજ પુરમાં, શોક અતી વરતાય.
ઉદાસ થઇ બેઠા સહુ, અતી જીવ અમુઝાય.
અઢારે કોમ અપસોસ કરે, નહી કામ વેપાર,
રૈનદીન અપસોસમાં, રહે એહી વીચાર.

ભયાનક સમો લગે, ઝાંખો ભાણ દેખાય,
કડુ કામ કરી પ્રભુ, લઈ ગયા તુમે રાય.
દીલ દાજેછે અતી ઘણું, ઝાળ ફરે પેટમાંય,
ફટફટ મુંડી વીધાતરી, શું સુજ્યુ તુને આંય;

આવરદા થોડી કરી, ગુણવંતો જે રાય,
ઝાઝું તુજને શું કહી, પણ ભુલ તું લખતાય.
હરૂ છબેત પુરનું, કરૈજ કુક કામ,
દાજીરાજ માહારાજનું, છુપાવી દીધું નામ.

## છંદ કુંડળીયો.

કીન બાત બીપરીત પ્રભુ, પ્રાણલીન પ્રથીરાય,
દીન કષ્ટ અગણીત અતી, નહીબરન બરનાય;
નહી બરન બરનાય, દે સતી મરછવરાયે,
[illegible]પુર છવી હીનભય, સોક અતી વરતાયે.
ઉથાપ થાય પલમાહી, અકળકળા ભાવી ગતી,
રાય પ્રાણપલ માંહરા, કોન બાત બીપરીત અતી;
જલ બીન તલફે મીનજ્યુ, ચંદ બીનાહી ચકોરા,
કમલ બીના લોભી ભમે, દંપતી બીનાજ મોરા.
દંપતી બીનાજ મોરા, ચાતુક બુંદ બીન પ્યાસ સહી,
જોત કુંદન પતંગ, મીલત તુરંત જલી જાહી;
આસક ભમે અફીમ બીન, રૈન સસી બીન જ્યુહી,
દાજીરાજ બીનાપુર, જલ બીન તલફે મીન જ્યુહી.

## દોહરો.

સોમ એહી સાગરસમ, વરણે વરણુ ન થાય
કરજોડી જીવો કહે, બોલો જે અંબાય;

આ પુસ્તક છપાવતાં મને મારા મીત્ર વસરામ મેરૂ તરફથી સંપુર્ણ મદદ મળેલી છે તે મોટા ઉપકાર સાથે માન્ય કરૂં છું.

દ. જીવા માવજી. પઢગાણુ.



# અગાઉથી થએલા ગ્રાહકોનાં નામ.

૧૦૦ દેપાલા મોતીરામ ક્રમા.
૧૫ બ્રુટલેલ જીવણભાઈ.
૫ રાણાશ્રી માધવસંઘજી.
૫ ખવાસ રામજી ભાયાજી.
૫ ભાથી ઓઘડ કાનજી.
૪ રા. જામભાઈ વલીભાઈ.
૩ ખવાસ હીરજી જીલા.
સલાટ અજી.
૧ ઠકર મોતી આખા.
૨ ખવાસ લધુ અણદા.
૧ સા સીવલાલ સુંદરજી.
૧ બાવા પરસોતમ પીતાંબર
૧ મગનલાલ હરખચંદ.
૧ સુડગર કસતુર ધનજી.
૧ માધવસંગ અભેસંગ.
૧ મોર ગગા.
૧ બેગસાડુ મજી.
૧ વાઘા કમજી.
૨ વીસાજી બાવાજી.
૧ હીરજી માવજી.
૧ સા જુરા કસળચંદ.
૨ ખવાસ છગન કરણજી.
૧ ખવાસ નારણ હરી.
૧ ખવાસ વાઘજી હજુ.
૧ ઠ. મામદ નરસી.
૧ ઠ. તલકસી નરસી.
૧ ખવાસ હજુ માલજી.
૧ ખવાસ નારણ પુંજા.
૧ ખવાસ રણછોડ કાળુ.
૧ રા. ગુલાબચંદ સંગજી.
૧ માણેકલાલ માહાદેવ.
૧ રામી ગાંડા દેવાભાઈ.
૧ છગન ઉજમસીગ.
૧ લુલમદાર ખાના ગગા.
૧ ખવાસ મણી કાળુ.
૧ ખવાસ વાધા રામસંગ.
૧ ઠાકોર બાદરભાઇ ઉજમસી.
૧ ઠાકર રામજી દયારામ.
૧ હજુર દોસીરામ નારણ.
૧ પા. લખમીચંદ કાળીદાસ
૧ મેતા જેચંદ ખીમચંદ.
૧ દરજી જેઠા ડાયા.
૧ ઉસતાદ જાનુભાઈ.
૧ બાવા લાલા દામોદર.
૧ સોની ખીમચંદ ઝવેર.
૧ કડીયા હીરજી ગગા.
૧ જાદવ લખમણ વરવાજી
૧ સુવાર ડાયા નથુ.
૧ સાહરે જીવન ઘેલાભાઈ.

૧ સેઠ ભુરાભાઈ પ્રેમચંદ.
૧ સા કુબેર સરૂપચંદ.
૧ ખવાસ મેરૂ નારણ.
૧ સેઠ મગન ફુલા.
૧ ખોજા વશરામ નરશી.
૧ મોચી હરી લવજી.
૧ રાવળ દામોદર ગંગારામ.
૧ શેઠ સીવલાલ ડુંગરશી.
૧ મેતા માણેકચંદ નાનજી.
૧ દવે ગીરધર હરીકરશન.
૧ ઘેલા વાલજી.
૧ ઓધડ ઠાકરશી.
૧ રા. નાગેશ્વર.
૧ રાયચંદ ડાયા.
૧ ભોઈ મગન હરી.
૧ મેમણ નુરમામદ લતીબ.
૧ વાઘેલા હરી ગગા.
૧ શા મેઘજી જેતસી.
૧ ખવાસ મેરૂ દેવજી.
૧ પખાલી ગોવીંદ રણછોડ.
૧ વોરા અબદ્દઅલી હકીમજી.
૧ ખવાસ વીઠલ જેચર.
૧ સોની રઘુ ભગા.

રાજકોટ.

૧ રેમુ ભુરાભાઈ.
૧ કાળુ હરીભાઈ.
૧ ચુવાણ દાનન મનુભાઈ.
૧ જેઠીજી જસાજી.
૧ સંકર સામજી.
૧ સૈયદ લાડજી બાપુજી.
૧ કરસન રામા.
૧ રાઠોડ દલુ રતનજી.
૧ ખવાસ ઓઘડ કાનજી.
૧ સીપાઈ હસન સાફુ.

**રાજનુ નાનુ અકવાળીયુ.**

૧ પ્રેમજી મકુ પોલીસ પટેલ.
૧ સા ઠાકરસી વરધમાન.
૧ પ. ગોવનજી ધનજી.
૧ પા૦ રાજા રેવા.
૧ ઠા૦ સુંદરજી કુંવરજી.
૧ ઠ૦ મોની કુંવરજી.
૧ ઠા૦ પ્રાણજીવન ફુલજી.
૧ ઝાલા સરદારસંગ દેવાજી.
૧ ઝાલા સરદારસંગ અપુભાઈ.
૧ જીવણગર રૂપગર.
૧ ધનગરજી ભાવગર.
૧ પંડા. હરગોવીંદ હરજી.

**ધ્રાંગધ્રા**

૧ ખવાસ ભીમજી વાઘજી.
૧ સીદી મુબારક.
૧ મીરમીરા જીવલી.
૧ રાણા જાલમસંગજી વજેસંગજી.
૧ મીર ભુરા ગગા.

૧ રાણા દેવીસંગજી હરીસંગજી.

વળા.

૧૦ વખતસંગજી મેઘરાજજી.
૨ બાલગના અસમાલ.
૨ લીલાધરદાસ હરખચંદ.
૧ ખવાસ સામજી ભીમા.
૧ ખવાસ મેરૂ ગગા.
૧ સુતાર ગોમલ નાથા.
૧ વકીલ કલાણ જીભાઈ.
૧ સોલાલા રાજારામ.
૧ મુળજી દેવશંકર.
૧ ભુપતરાય માધવરાય.
૧ બાપુરાવ બાબાજી.
૧ મેતા કાળીદાસ મોતીચંદ.
૧ પારેખ છગન ટોકર.
૧ જાડેજા ડોસાભાઈ ગોડભાઈ.
૧ જોસી લખમીરામ શામજી.
૧ ઠાકોર લાલજી કણજી.
૧ મીઆં આલમ મલેક.
૧ વાંમનરાવ સદાશીવ.
૧ બારોટ ભીમસંગ માવસંઘ
૧ સા જસમત હીરા.
૧ શા જીવણ તીકમ.
૧ ભુપતરામ બળવંતરામ.
૧ શા મેઘજી હરીચંદ.
૧ કોઠારી તીભોવન મુળજી.
૧ દોશી રામજી ભગવાંન.
૧ ગઢવી માધવ જેઠા.
૧ વાસાણી ફતેસંગ ખોડાભાઈ.
૧ વકીલ કુંવરજી ઉજમશી.
૧ જમાદાર હમોર સલેમાંન
૧ રા. રામાભાઈ માનાભાઇ
૧ માનશંકર છબીલદાસ.
૧ ઝવેરીલાલ કેશવલાલ.
૧ મુની માવજી જીવનદાસ.

વઢવાણ.

૧ દોસી પીતાંબર ત્રીકમ.
૧ ખવાસ હરા લધુ.
૧ બાવા જગનદાસ માધવદાસ.
૧ વોરા માણેકચંદ વખતચંદ.
૧૦ હસન દાદાભાઈ.
૧ સા છગનલાલ ગફલદાસ.
૧ વોરા હમજી લેરા.

# જાહેર ખબર.

આ પુસ્તકની જે સાહેબોને લેવા ઇચ્છા હોય તેમણે નીચે સહી કરનાર પાસેથી રોકડી કીમ્મતે મગાવી લેવાં નાટપેટ કાગળ રાખવામાં આવશે નહીં.

ખવાસ જીવા માવજી.

વઢવાણ શેહેર.